



॥ श्रीगणेशाय नमः ॥

# ॥ स्मार्तव्यामोहविमोचनम् ॥

अर्थात्—

'कालापानीपरनामागम्यानगतविप्राणां बालकादीनां

प्रायश्चित्तं तथा प्रवेशप्रकारदर्शनं चेति'

रमापतिमिश्रवीरेश्वरशास्त्रीति पंडितयुग्मेन निर्मितस्य

शास्त्रार्थाभासस्य निरासः

पंड्योपाह्वठाकोरलालशर्मसूनुना चिमनलालशर्मणा प्रयुक्तः

तेनैव च मुद्रापयित्वा प्राकाश्यं नीतः

विक्रम संवत्सर १९७२ मार्गशीर्ष शुक्ल १०.



प्रथमावृत्ति. विनामूल्य वितरण. प्रत ५००.

१९१५

# अथ मङ्गलम्.

अर्थकामैर्विमूढानां यः सदैवास्त्यगोचरः ।
तस्मै सदार्यगम्याय शुद्धधर्मात्मने नमः ॥

हा कष्टं खलु यन्मतिकल्मषकारिकलौयुगे धर्मस्थितिर्भिद्यते धनमानलोलुपैर्ब्राह्मणीकुक्षिसंभूतैः शास्त्रानर्थपरम्पराभिः। एवं सत्यपि स्वसद्धर्ममर्यादारक्षणविचक्षणैर्द्विजैः स्वकीयं निखिलं सामर्थ्यं नियुज्य वास्तवः शास्त्रार्थोनिवेदनीयो लोकसंग्रहार्थम् । प्रस्तुतविषये सारासारजिज्ञासुभिरेषा मन्तव्यश्रेणिरपि विचारणीया । बाल्वादीनां रक्षकतयोपस्थिताभ्यां पंडिताभ्यां य'न्नातिविदिते मत' इति ताभ्यामेव निर्दिष्ट आगारखानी-संप्रदायः समभ्यस्तो न वा? । नो चेत्कथं तैरयथार्थनिरूपणैरागारखानीयमतानुयायिनां निरागसत्वप्रतिपादकानि तेषां प्रायश्चित्तार्हत्वप्रतिपादकानि च वाक्यानि लोकवंचनानि कल्पितानि ।

यद्यागारखानीयसंप्रदायस्याचारविचारविषयकं वाङ्मयं सांगोपांगं पूर्वोक्तपंडितयुग्मकेनावलोकितं तर्हि तयोः को नामागारखानेति ज्ञानेनावश्यकतया भाव्यम् । अत्र-

स्यानां बालकानामपि सुव्यक्तमेव यदागाखानेति वंशः महंमदीयधर्मप्रथमप्रवर्तकस्य हजरतमहंमदेति सुविख्यातस्य पुरुषस्य दुहितृजातः । तद्वंशोद्भवं शीयासंप्रदायानुगं ये जनाः गुरुत्वेन स्वीचक्रुस्ते कथं हिंदुजनसमूहान्तर्गतत्वं भोजनविवाहव्यवहारं चार्हन्त्येतद्विचारणीयमर्थकामालोलुपैरधर्मभीरुभिर्मनीषिभिः ।

(२) पूर्वोक्तपण्डितद्वयेन यत् 'सूरजरामप्रभृतिभ्यो यद्वृत्तमुपलभ्यत' इति स्पष्टमुदीर्यते तस्य वृत्तान्तस्यापि वास्तवं स्वरूपमपि ज्ञातुं तयोः पंडितयोरगुर्जरत्वेन नानुभवः । तद्वृत्तान्तविशेषात्तु यत्तत्वमाविर्भवति तदेतावदेवयदेभिर्बालुप्रभृतिभिर्बाह्याचारैर्हिंदुत्वं प्रदर्शितन्तत्केवलं ज्ञातिजनव्यामोहनार्थमेव । वस्तुतस्तु बाल्वादयो हजरतमहंमदान्वयमागाखानमेव गुरुत्वेन मन्यमाना इति प्रतिपक्षपंडिताभ्यामेव सुस्पष्टं स्वीकृतम् । तेषां सहधार्मिभिर्बान्धवैरन्यैः स्वकृतज्ञातिविडंबनोद्घाटनेन सममेव प्रसिद्धतया महंमदीयप्रजोचितनामादिधारणं तन्मताङ्गीकरणं च निर्घुष्टमिति चापि लोकविदितम् । अतस्तैर्यवनधर्म आदृतो नवेति सुविदितमेव सुधियाम् । बाल्वादयोऽपि स्वकृत—

विडंबनघटस्फोटपर्यन्तमन्तस्तु मर्हंमदीयगुर्वनुयायिनः प्रच्छन्न-दूषितभावाश्च । तेषां प्रायश्चित्तं केन धर्मशास्त्रेण निर्दिश्यते ।

पुनस्तत्रापि वंशपरंपरया प्रच्छन्नमर्हंमदीयवंशजानुयायिनस्ते तथाऽर्हिंदुत्वे निमग्ना यथा नैतेषां प्रायश्चित्तार्हत्वम् ।

(३) यत्तूक्तपंडितद्वयेन प्रायश्चित्तविषयकानि स्वधर्ममित्या-रभ्य तैलबिंदुरिवांभसीत्यन्तानि प्रमाणानि संगृह्य पांडित्यतांडवं कृतं तदकांडमेव । तत्र स्वधर्मइति शब्दमादाय तदर्थविषयकम-ज्ञजनव्यामोहनजालं प्रसारितं तत्तु कुतर्काडंबरएव । धर्मलक्षणं तु श्रीमनुना प्रथममेवोक्तम् ।

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत । इति

तदुपेक्ष्यैव कोऽपि विलक्षणः कुतर्कनर्तनप्रभावः प्रकटीकृतो विद्वद्युग्मेन स्वपांडित्यसार्थक्याय । पतनं मा भूदिति धारणं करो-तीत्यर्थो धर्मशब्दस्य वयमपि यदि कुर्याम तर्हि बाल्वादीनां पुरुष-त्रयपर्यन्तमागाखानीयधर्मानुष्ठानं कथं न पातित्यजननम् । आगाखा-नीयेति सुप्रसिद्धनाम्नोऽपि भावार्थो यैर्न ज्ञायतेऽलं तेषां पंडितो-पाधिना । कुतस्तेषां धर्माधर्मलक्षणज्ञानसामर्थ्यम् । किं प्रयोजनं तेषांमर्धकृच्छ्रपादकृच्छ्रादिशब्दप्रजल्पनैः।प्रायश्चित्तमासीद्बाल्वादीनां

पूर्वजानां ये प्रथममेव जानन्तोऽजानन्तोऽपि वागाख्यानं शरणं ययुः। तेभ्यःप्रायश्चित्तं दातुं केनापि पंडितवर्येण न गम्यते रविनंदनसद्माङ्गणम्। परं तु बाल्वादयस्तु पूर्वजपरंपरापतिताः। न तु पतितसंसर्गिणः। म्लेच्छान्नादिपदेऽन्नशब्दस्त्वामान्नवाची न तु सिद्धान्नवाचीति पूर्वापरावलोकनेन सुस्पष्टं विदुषाम्।

(४)यस्तु-प्रायश्चित्तरपैत्येनो यदज्ञानकृतं भवेत्। कामतोऽव्यवहार्यस्तु वचनादिह जायते॥ इति श्लोके-अव्यवहार्यमिति छेदःस तु प्रमाणभूतैष्टीकाकारैरनेकैश्च शिष्टैर्विद्वज्जनैरादियते। अत्र न तर्कबलं न चापि व्याकरणबलं योजनीयम्। यदि धर्मशास्त्रमीमांसायां स्वल्पीयस्यपि प्रवृत्तिस्तर्हि सर्वमेव विशदम्। परं च धर्मशास्त्रविमुखैर्धर्ममर्मविदारिभिः पंडितशार्दूलैरौधत्येन या बालचेष्टा क्रियते सा नाभिमता धर्मशास्त्रमर्मविदाम्। कथयन्तु ते प्रतिपक्षपंडिता अस्मांस्तत्त्वपतितानशिक्षितान्पुरोहितान्। परं च वयं न प्रतिपक्षिपंडितयो ब्राह्मणजातिमवजानीमहे। ताभ्यां दीयतां बाल्वादिभ्यः प्रायश्चित्तं येन प्रायश्चित्तसामर्थ्यप्रमाणेन तेषां क्षीणकल्मषता भवेत्परलोकसुखद्वारस्याप्रतिबन्धं भवेत्॥ किं तु तेषां ज्ञातिभिर्व्यवहार्यता तु याज्ञवल्क्यस्मृतिवचनात्पूर्वोक्तादेव सर्वथैव शास्त्रनिषिद्धा। सापि पुनर्ज्ञातिमर्यादया युक्तिविचारेणापि दृढतरं निषिद्धा। यदि प्रतिपक्षिपंडितद्वयोक्तं शास्त्रार्थं लोका-

अनुसरेयुस्तर्हि यथेच्छआहारविहाराःसर्वेऽपि प्रायश्चित्तार्हतयैव व्यवहार्याभवेयुः ॥ धर्मज्ञातिधर्मकुलधर्मादिव्यवस्थापि रसातलं यायादित्यत्राविदुषामपि लोकव्यवहारकुशलानां हस्तामलकवत्।

(८) केचिन्नवकुतर्कव्यामूढाएवं मन्यन्ते—यदि वयं पतितोद्धारं नैव करिष्यामस्तर्हि हिंदुजात्याः शीघ्रतरमेवावसानो भविष्यति । परंतु विचारवतां नैतद्भयम् । दुष्कालग्रंथीज्वरादिभिः सहस्रशोम्रियमाणैरपि विषयलोलुपैः परधर्ममङ्गीकुर्वद्भिरपि नास्माकं क्वापि क्षतिर्जाता । केवलं संख्याबलं न बलम् ॥ किन्तु न जातुकामान्न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोरिति सिद्धान्तानुसारिभिः सद्धर्मनिष्ठैर्जनैरेव हिंदुजनतायाः पुष्टिः शक्तिः समृद्धिश्च ।

(९) किन्तु बाल्वादीनां तत्पक्षपातिपंडितैः सदुपदेशैर्हिंदुधर्मे दृढा भक्तिरुत्पादिता चेत् यथार्हं प्रायश्चित्तं कृत्वा ज्ञातिजनैः सह विवाहभोजनादिलालसां त्यक्त्वा परलोकसिद्ध्यर्थं तैः क्रियतां हिंदुधर्मानुष्ठानम् । निष्कामेन धर्मानुष्ठानेन तेषामभिमता परलोकसिद्धिर्भविष्यत्यैहिकलोकमर्यादा चाऽप्यसदुदाहरणैर्न नंक्ष्यतीत्यलमतिविस्तरेण ॥

पंड्या चिमनलाल ठाकोरलाल शर्मा

---

~ ॥ श्रीगणेशाय नमः ॥ ~



# રમાવીર વ્યામોહ-વિમોચન.

અર્થાત્

( " સત્પંથ ઉર્ફે આગાખાની મતમાં પ્રવેશેલ બાબુ વગેરેનું પ્રાયશ્ચિત્ત તથા તેમના પ્રવેશના પ્રકારનું દર્શન "- એ નામવાળા શાસ્ત્રાર્થનો દેખાવ રમાપતિમિશ્ર અને વીરેશ્વરશાસ્ત્રી એ બે શાસ્ત્રીઓએ કરેલો છે તેનું ખંડન. )

---

~ પ્રયોજક અને પ્રકાશક ~

પંડ્યા ચિમનલાલ ઠાકોરલાલ. નાણાવટ—સુરત.

---



# अथ मङ्गलम्

अर्थकामैर्विमूढानां यःसदैवास्त्यगोचरः ।
तस्मै सदार्यगम्याय शुद्धधर्मात्मने नमः॥

**અર્થ:**—અર્થ અને કામવડે વ્યામોહ પામેલાને જે સદાયે અગોચર છે, એવા અને સાચા આર્યજનો જ જેને પ્રાપ્ત કરી શકે છે એવા શુદ્ધધર્મના આત્માને નમસ્કાર.

હા! એ એક દુઃખની વાત છે કે બુદ્ધિની મલિનતા ઉપજાવનાર કળિયુગમાં ધન અને માનના લાલચુ બ્રાહ્મણીની કુખમાં જ પાકેલાઓવડે શાસ્ત્રના અનર્થ ઉપર અનર્થ કરીને ધર્મની સ્થિતિનો ભંગ કરવામાં આવે છે, તે છતાં પણ પોતાના સદ્ધર્મની મર્યાદાનું રક્ષણ કરવામાં વિચક્ષણ દ્વિજોએ પોતાનું સઘળું સામર્થ્ય વાપરીને ખરો શાસ્ત્રાર્થ લોકમર્યાદાના રક્ષણમાટે નિવેદન કરવો જોઇયે. પ્રસ્તુત વિષયમાં સારાસાર જાણવાની ઇચ્છાવાળાઓએ આ મનન

કરવા યોગ્ય બાબતોની પરંપરાનો પણ વિચાર કરવો યોગ્ય છેઃ—

(૧) "બાલુ વગેરેનો બચાવ કરનાર" તરીકે આગળ આવેલા પૂર્વોક્ત બન્ને પંડિતોએ પોતે જ જે આગાખાનના મતને 'ઘણો પ્રસિદ્ધ નહિ એવો' કહેલો છે, તે આગાખાનના સંપ્રદાયનો બરોબર અભ્યાસ કર્યો છે કે નહિ? જો તેઓએ તે સંપ્રદાયનો અભ્યાસ ન કર્યો હોય તો તેમણે અયથાર્થ નિરૂપણવડે આગાખાનીયમતાનુયાયિઓનું નિર્દોષપણું તથા પ્રાયશ્ચિત્ત લેવાયોગ્યપણું પ્રતિપાદન કરનાર વાક્યો લોકને ઠગે તેવાં લખ્યાં કેમ?

જો તેઓએ આગાખાનીય સંપ્રદાયના આચારવિચાર વિષયના લેખરૂપ સાહિત્ય સાંગોપાંગ અવલોકન કર્યું હોત, તો તેમને "આગાખાન કોણ?" એટલું જ્ઞાન તો જરૂર જ થયું હોત. આ દેશના બાળકોને પણ એ સારી પેઠે ખુલ્લેખુલ્લું જ જાણવામાં છે કે 'આગાખાન' એ નામનો વંશ તો મુસલમાન ધર્મના આદિ પ્રવર્ત્તક હજરત મહમદ પેગંબર એવે નામે સુપ્રસિદ્ધ પુરૂષનાં પુત્રીથી ચાલેલો છે. તે વંશમાં ઉત્પન્ન થયેલા અને મુસલમાનોની એક શીયાપંથની શાખાના અનુયાયીને જે મનુષ્યોએ પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યા તેઓ હિંદુજનસમાજ અંદર શી રીત્યે દાખલ થઈ શકે? તેમજ તેઓની સાથે

ખાવાપીવાનો અને લગ્નનો સંબંધ કેમ યોગ્ય ગણાય ? તે અર્થ અને કામની લાલચ વિનાના અને અધર્મથી બ્હીનારા બુદ્ધિમાન્ પુરૂષોએ વિચારવા જેવું છે,

(૨) પૂર્વોક્ત બંને પંડિતોએ સ્પષ્ટ કહેલું છે કે— 'સુરજરામ વગેરે પાસેથી અમને જે વૃત્તાન્ત મલ્યો છે'. તે વૃત્તાન્તનું વાસ્તવ સ્વરૂપ જાણવાનો પણ તે પંડિતો ગુજરાતી નહિ હોવાથી તેમને અનુભવ નથી. તે ખાસ વૃત્તાન્ત ઉપરથી તો જે તત્વ ઉઘાડું નિકળી આવે છે, તે એટલુંજ છે કે બાલુવગેરેએ જે બાહ્યાચારવડે હિંદુપણાનું પ્રદર્શન કર્યું, તે તો કેવળ નાતને વ્યામોહ ઉપજાવવાને માટે જ હતું; વસ્તુતઃ તો બાલુ વગેરે હજરતમહમદના વંશના આગાખાનને જ ગુરૂ તરીકે માનનાર હતા—એ પ્રમાણે સામા પક્ષના પંડિતોએ જ સુસ્પષ્ટ રીત્યે સ્વીકાર્યું છે; તથા બાલુ વગેરેના સહધર્મી બીજા બાન્ધવોએ પોતે:નાતને કરેલી ઠગાઇ ઉઘાડી પડી જતાંવાંત જ પ્રસિદ્ધપણે મુસલમાન પ્રજાને યોગ્ય એવાં નામો વગેરેના ધારણનો તથા તે મતના અંગીકારનો ઢંઢેરો પીટયો—એ પણ લોકપ્રસિદ્ધ છે. આથી તેઓએ યવન ધર્મ આદર્યો કે નહિ, તે સદ્બુદ્ધિમાન્ મનુષ્યોને સારી પેઠે જાણીતું છે. બાલુ વગેરે પણ તેઓએ ચલાવેલી જ્ઞાતિવંચનાનો ઘડો ફુટી જતાંલગી અંદરખાનેથી તો મુસલમાન ગુરૂના અનુયાયી અને છાની રીત્યે દૂષિત ભાવવાળા

હતા, તેમને માટે કિયું ધર્મશાસ્ત્ર પ્રાયશ્ચિત બતાવે છે? વળી તેમાં પણ વંશપરંપરાથી મહમદીય વંશમાં જન્મેલાના અનુયાયી તથા અહિંદુપણામાં નિમગ્ન થયેલા તેઓની તો પ્રાયશ્ચિતને માટે યોગ્યતા નથી.

(૩) પૂર્વોક્ત બે પંડિતોએ स्वधर्मम् થી આરંભીને तैलबिन्दुरिवाम्भासि પર્યન્ત પ્રમાણો એકઠાં કરીને જે પાંડિત્યનું તાંડવ કર્યું છે, તે કેવળ અપ્રસ્તુત જ છે. તેમાં 'ધર્મ' એ શબ્દને લેઇને તેના અર્થ વિષયક અજ્ઞાન મનુષ્યોને વ્યામોહ ઉપજાવવાને જે જાળ બિછાવી છે, તે તો કુતર્કનો જ આડંબર છે.

ધર્મનું લક્ષણ તો શ્રીમનુજીએ પ્રથમથીજ કહેલુ છે કેઃ—

विद्वाद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो योधर्मस्तं निबोधत ॥ मनु.अ २ श्लोक१

અર્થઃ—વેદ અને શાસ્ત્રને જાણનારા અને નિત્ય રાગ દ્વેષથી રહિત એવા ધર્મનિષ્ઠ પુરૂષો જે ધર્મને પાળે છે, તથા અંતઃકરણથી જેને કલ્યાણના સાધન તરીકે સ્વીકારે છે, તેનું નામ 'ધર્મ' જાણવો.

તે શ્રીમનુ ભગવાને કહેલા ધર્મના લક્ષણની ઉપેક્ષા કરીને જ પોતાની પંડિતાઇનું સાર્થક્ય કરવાને માટે સહહું બન્ને પંડિતોએ કોઈ વિલક્ષણ જ કુતર્કના નૃત્યનો પ્રભાવ

પ્રકટાવ્યો છે. પતન થાય નહિ એમ જે ધારણ કરે છે તે ધર્મ, એવો ધર્મ શબ્દનો અર્થ અમે પણ કરિયે તો બાલુ વગેરેનું ત્રણ પેઢી લગી આગાખાનના ધર્મને અનુસરવું તે પતિતપણાને ઉત્પન્ન કરનારૂં કેમ નહિ? "આગાખાનનો મત" એવા સુપ્રસિદ્ધ નામનો પણ ભાવાર્થ જેઓ વડે નથી સમજાતો તેવાઓની પંડિત પદવીથી બહુ થયુ! તેઓને ધર્મ અને અધર્મનું લક્ષણ સમજવા જેટલું સામર્થ્ય પણ ક્યાંથી હોય? તેઓના "અર્ધકૃચ્છ્ર" "પાદ કૃચ્છ્ર"–વગેરે શબ્દોના બકવાદથી શું પ્રયોજન?

બાલુ વગેરેના પૂર્વજો કે જેઓ જાણતાં કે અજાણતાં પહેલવહેલા આગાખાનને શરણે ગયા હતા, તેઓને માટે પ્રાયશ્ચિત્ત હતું, પણ તેમને પ્રાયશ્ચિત્ત આપવાને તો હાલ કોઇ પણ પંડિતવર્ય ધર્મરાજના દરબારમાં જતો નથી. પણ બાલુ વગેરે તો પૂર્વજોની પેઢીઓની પરંપરાથી પતિત થયા છે, તાત્પર્ય કે તેઓ પોતે જ પતિત છે, કાંઇ ફક્ત પતિતના સંસર્ગી નથી. મ્લેચ્છાન્નાદિ પદમાં 'અન્ન' શબ્દ તો કાચા અનાજવાચક છે, કાંઇ રાંધેલા અનાજવાચક નથી એમ પૂર્વાપરનું અવલોકન કરવાથી વિદ્વાનોને બહુ ખુલ્લે-ખુલ્લું સમજાય તેમ છે.

(૪) प्रायश्चित्तैरपैत्येनो यदज्ञानकृतं भवेत् ।
कामतोऽव्यवहार्यस्तु वचनादिह जायते ॥

**અર્થઃ**—જે પાપ અજ્ઞાનવડે કરાયલું હોય તે પ્રાયશ્ચિત્તો વડે તો જાય છે, પણ જો પાપ જાણી જોઈને (કામના-ઇચ્છાપૂર્વક) કર્યું હોય, તો આ વચનથી નાત જાતમાં વ્યવહારમાં લેવાને માટે નાલાયકજ થાય છે.

એ શ્લોકમાં "અવ્યવહાર્ય" એવા પદચ્છેદને તો પ્રમાણભૂત ટીકાકારોવડે અને અનેક શિષ્ટ વિદ્વાનો વડે આદર અપાય છે. અહીં તર્કનું બળ તેમ વ્યાકરણનું બળ યોજવાનું નથી. જો કદી ધર્મશાસ્ત્ર મીમાંસામાં એક થોડીક પણ પ્રવૃત્તિ હોય, તો બધોય અર્થ ચોખ્ખેચોખ્ખો છે. પણ ધર્મશાસ્ત્રવિમુખ અને ધર્મના મર્મસ્થાનને ફાડી નાખનાર પંડિતરૂપી વાઘોવડે ઉદ્ધતપણું જે બાલચેષ્ટા કરવામાં આવે છે તે ધર્મશાસ્ત્રનો મર્મ જાણનારાઓને સંમત નથી. સામાપક્ષના પંડિતો ભલે અમને "તત્વતઃ પતિત અશિક્ષિત પુરોહિત" કહે, પણ અમે તે બે પંડિતોની બ્રાહ્મણજાતિની અવજ્ઞા કરતા નથી. તે બે પંડિતોએ બાલુ વગેરેને પ્રાયશ્ચિત્ત આપવું હોય તો આપે, કે પ્રાયશ્ચિત્તના સામર્થ્યના પ્રમાણમાં તેઓનું પાપ ક્ષય પામે, અને તેમના પરલોકના સુખના દ્વારનો પ્રતિબંધ દૂર થાય. પણ તે બાલુ વગેરે સાથે જ્ઞાતિવ્યવહાર્યતા તો પૂર્વોક્ત યાજ્ઞવલ્કય સ્મૃતિના વચનથી સર્વથા શાસ્ત્રથી નિષિદ્ધ થઈ ચુકી. તે વ્યવહાર્યતાનો વળી યુક્તિવિચારવડે જ્ઞાતિમર્યાદાવડે વધારે દઢ રીત્યે

નિષેધ કરાયો છે. જો પ્રતિપક્ષી પંડિતોએ કહેલા શાસ્ત્રાર્થ પ્રમાણે લોકો અનુસરે, તો યથેચ્છ આહારવિહાર કરનાર સર્વ કોઇ પણ પ્રાયશ્ચિત્તાર્હતાવડે જ નાતના વ્યવહારને યોગ્ય બની જાય. ધર્મ જ્ઞાતિધર્મ અને કુલધર્માદિક વ્યવસ્થા પણ રસાતલમાં જાય—એ વાત લોકવ્યવહારમાં કુશળ એવા અભણ માણસોને પણ હસ્તામલકવત્ પ્રત્યક્ષ છે.

(૫) કેટલાક નવા કુતર્કથી વ્યામોહ પામેલા મનુષ્યો એમ માને છે કે જો આપણે પતિતોદ્ધાર નહિ જ કરીએ, તો હિંદુજાતિનો વધારે જલદીથીજ અંત આવી જશે. પરંતુ વિચારવાન્ મનુષ્યોને એવું ભય નથી. દુષ્કાલ, પ્લેગ વગેરે કારણોથી મરનારાંઓવડે તથા વિષયલોલુપ બની પરધર્મનો અંગીકાર કરનારાઓવડે પણ આપણને કાંઇ હાનિ થઈ નથી. કેવલ સંખ્યાબલ તે બલ નથી, પણ—

'न जातु कामान्न भयान्न लोभद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः' અર્થાત્ કામથી ભયથી લોભથી અને જીવનના હેતુને લીધે પણ મનુષ્યે ધર્મ ત્યજવો નહિ—એ સિદ્ધાન્તને અનુસરનાર સદ્ધર્મનિષ્ઠ જનોવડે જ હિંદુ જનસમાજની પુષ્ટિ શક્તિ અને સમૃદ્ધિ છે.

(૬) જો કદી બાલુ વગેરેને તેમના પક્ષના પંડિતોએ સદુપદેશોવડે હિંદુ ધર્મમાં દૃઢ ભક્તિ ઉપજાવી હોય, તો યથાઘટિત પ્રાયશ્ચિત્ત કરીને જ્ઞાતિજન સાથે વિવાહ

ભોજન વગેરેની લાલચ છોડી દેહને પરલોકસિદ્ધિને માટે તેઓએ હિંદુધર્મનું અનુષ્ઠાન કરવું. નિષ્કામ ધર્માનુષ્ઠાનવડે તેઓને અભિમત પરલોકસિદ્ધિ થશે, અને આ લોક મર્યાદા પણ ખોટાં ઉદાહરણોવડે નાશ પામશે નહિ. એટલું લખી હવે અધિક વિસ્તાર કરતા નથી.

(સહી) પંડ્યા ચિમનલાલ ઠાકોરલાલ શર્મા.



Published by Chimanlal Thakorlal Pandya at Nana....
Surat & Published by Dahyabhai Shakrabhai Gandhi
at Shri Satya Prakash Printing Press.
Khadia—AHMEDABAD.